સચિત્ર ગુજરાતી વાર્તા સીરીઝ !



# પુષ્પહાર.

**શ્રી સરસ્વતી વાર્તામાળા.**

માત્ર રૂપિઆ એકમાં ૪૦૦ થી ૬૦૦ પૃષ્ઠનું વાંચન. ચાલુ માસમાં ગ્રાહક થનારને ૧૭૫ પૃષ્ઠનું પુસ્તક ભેટ. વાર્ષિક મૂલ્ય રૂા. એક. આજેજ સાથેનું કાર્ડ ભરી મોકલો આ માસ પછી ભેટ મળશે નહિ

લખોઃ-મેનેજર પુષ્પહાર-બેગમપુરા-સુરત.

પંચમ પુષ્પ.

# એક વિનંતિ.

સુજ્ઞ સાહિત્યવિલાસી સજ્જન !

શ્રી પરમકૃપાળુ જગદાધારની કૃપાથી અને મિત્રમંડળના અમારા શુભેચ્છક મેમ્બરોની મદદથી આજ અમારી "પુષ્પહાર" સીરીઝનું પાંચમું પુષ્પ વિકાસ પામ્યું છે તે માટે તેમના અતિશય આભારી છીએ. અમારા કેટલાક ગ્રાહક બંધુઓએ નવિન ગ્રાહકો મેળવી આપી અમારા ઉત્સાહમાં વૃદ્ધી કરી છે તે માટે તેમનો જેટલો ઉપકાર માનીએ તેટલો થોડો છે.

દ્વિતિય પુષ્પ પ્રગટ થયા પછી હીમતલાલ ચુનીલાલ શાહ અમદાવાદ. મંગળદાસ છગનલાલ શાહ આંબલીઆરા. તથા મણીલાલ. યુ. પંડયા. મદ્રાસ. અને પોપટલાલ વેલજી. રાજકોટ. મગનલાલ કેવળદાસ ગોધરા. અમરતલાલ વાડીલાલ વેજલપુર તથા વાલજી નથ્થુ ગોહેલ વેરાવળ વીઠલદાસ તેજપાલ મસ્તક એ બંધુઓએ કીમતી મદદ આપી છે. આશા છે કે તેમનું અનુકરણ કરી બીજા દરેક ગ્રાહકો પોતાનાથી બનતી મદદ કરશેજ.

કાગળોના ચઢી ગયેલા ભાવોને લીધે આ પુષ્પ હલકા કાગળો ઉપર કાઢવામાં આવ્યું છે તથા ફોટાપણ મૂકી શકાયા નથી તે માટે દરેક ગ્રાહક બંધુની ક્ષમા ઇચ્છી વિનંતિ કરીએ છીએ કે જો તેઓ માત્ર થોડા ગ્રાહકોજ વધારવાની કૃપા કરે તો પુષ્પહારનું હવે પછીનું પુષ્પ અસલના જેવા કાગળો અને ફોટા સાથે પ્રગટ કરીશું. દરેક બંધુને મિત્રમંડળનું ફોર્મ ફેંકી ન દેતાં બની શકે તેટલા ગ્રાહકો

વધારવાની ભલામણ કરીએ છીએ. અને આશા રાખીએ છીએ કે સુજ્ઞ ગ્રાહકો આ વિનંતિ પ્રત્યે યોગ્ય લક્ષ આપશેજ.

આખા ગુજરાતમાં 'પુષ્પહાર' ફકત એકજ સચિત્ર વાર્તામાળા છે અને દરેક માળા કરતાં તેનું મૂલ્ય પણ ઓછું છે એટલે અમારા શુભેચ્છક બંધુઓ લક્ષમાં રાખી યત્ન કરે તો જરૂર પાંચ, છ ગ્રાહકો મેળવી શકે. વળી અમારે માટે મહેનત કરનારને યોગ્ય બદલો આપીએજ છીએ એ અત્યાર સુધીમાં ગ્રાહકો વધારનારના લક્ષમાં હશેજ. માટે દરેક ગ્રાહક જો બની શકે તેટલા ગ્રાહકો વધારી કાર્યાલયને મદદ કરવાનીજ પ્રતિજ્ઞા લે તો અમે જેમ બને તેમ વધુ વાંચન અને સુંદર ફોટા મૂકવાની પ્રતિજ્ઞા કેમ નહિ લઇએ ?

તૃતિય-ચતુર્થ પુષ્પ પ્રગટ થયા પછી માત્ર આઠ ગ્રાહકો વધારનારને "પુષ્પહાર" આખુ વર્ષ મફ્ત (પોસ્ટેજ પણ લેવામાં આવશે નહી) આપવાની યોજના કરી છે તો જેમનાથી બની શકે તેમણે એ લાભ લેવો.

ગ્રાહકો વધરવા માટે હેંડબીલો, ઓર્ડર ફોર્મો વગેરે કાર્ડ લખવાથી મોકલી આપીશું. વળી કેટલા ગ્રાહકોની સુચનાથી એપ્રીલ માસથી અમારા તરફથી " **શ્રી સરસ્વતી વાર્તામાળા** " નામે એક નવિન વાર્તામાળા બહાર પડનાર છે. તેનું વાર્ષિક મૂલ્ય માત્ર દોઢ રૂપિયો છે પણ **પુષ્પહારના ગ્રાહકોને માત્ર ૧-૨-૦ (પોસ્ટેજ સાથે)** માં આપવામાં આવશે તથા શરૂઆતમાંજ ૧૭૫ પૃષ્ટનું, "**શિર હિન શબ**" નામે બાર આનાની કીંમતનું પુસ્તક ભેટ આપવામાં આવશે. માળાના પુસ્તકો નિયમિત રીતે બહાર પડશે. આશા છે કે " પુષ્પહાર " ના ઉત્સાહી ગ્રાહકો આ નવિન માળાને વધાવી લઇ યોગ્ય ઉત્તેજન આપશે. આ સાથે તે માળાના ઓર્ડર ફોર્મ તરફ દરેક બંધુનુ લક્ષ

ખેંચીએ છીએ. બાર આનાનું પુસ્તક ભેટ મળવા પછી માત્ર છ આનામાં પોષ્ટેજ સાથે દળદાર વાંચવા લાયક સંપૂર્ણ નોવેલો મળશે.

**સરસ્વતી વાર્તામાળાના** ગ્રાહકોને અમારા કાર્યાલય તરફથી બનારા તમામ પુસ્તકો અર્ધી કીંમતે મળશે.

" પુષ્પહાર " એક બહોળો ફેલાવો પામેલી વાર્તામાળા છે એટલે તેમાં જાહેર ખબર આપનારને લાભ થાય એ સ્વાભાવિક છે માટે અમારા ગ્રાહકો પૈકી જેઓ ધંધાધારી હોય તેમને પોતાની જાહેર ખબર મોકલી આપવા વિનંતિ છે. ગ્રાહકો માટે જાહેર ખબર ના ખાસ ઓછા ભાવ રાખવામાં આવ્યા છે.

દરેક સ્થળે " પુષ્પહાર " ની એજન્સી આપવી છે માટે જેમને એજન્ટ તરીકે કામ કરવાની ઇચ્છા હોય તેમણે તુરત લખવું અને કમીશન વગેરે માટે બંદોબસ્ત કરવો. હવે પછીના પુષ્પમાં અમારા એજન્ટોના નામ અને ઠેકાણા છાપવામાં આવશે. દરેક એજન્ટને હેંડબીલ, ઓર્ડર ફોર્મ વગેરે પુરા પાડવામાં આવશે.

ગુર્જર સાહિત્યની સેવા માટે અમે બનતો યત્ન કરીએ છીએ. છેવટે

" કરે જન યત્ન કોટી પણ, લખ્યો જય હાથ ઇશ્વરને
સદા પ્રગટાવી ઉર્મીઓ નિભાવે તેજ સેવકને. "

એ સૂત્રાનુસાર સર્વાન્તરયામી પરમાત્માના ચર્ણમાંજ અમે અમારી સેવા મૂકી જશ, અપજશના ભાગી થવા સાહિત્યસેવકો સમક્ષ ઉભા રહીશું. અસ્તુ.

લી. કૃપાકાંક્ષી,

**પ્રયોજક.**








# સુજન કંઠે પુષ્પહાર.

( ગઝલ–કવ્વાલી )

મધુરી એક રજનીએ ખીલી'તી કૌમુદી રૂડી;
વિરહઘેલી બની ગોપી ગઈ સહુ કુંજ ઉપવનમાં.
બકુલ વૃક્ષે પ્રભુ બેસી મધુર વીણા વગાડે છે;
બનાવી ઘેલી ગોપીઓ હૃદય ઉર્મી જગાડે છે.
વીણીને સુરભીમય પુષ્પો ગુંથ્યા તે પ્રેમના સુત્રે;
દઈને સ્નેહની ગાંઠો પ્રભુ કંઠે ધર્યો પ્રેમે.
કરીને સ્મીત પ્રભુ બોલ્યા "મધુરાં પુષ્પ છે રૂડાં;
રસીકતા રંગમાં ધારી સુગંધી જ્ઞાનની સારી.
હશે જે રસીક જન જગમાં સદા કંઠસ્થ એ રાખે;
શરીર શોભાવી અવનીમાં સુગંધી જ્ઞાનની ચાખે"

વિનોદ ગૃહ. }
સૂર્યપુર. }

ચંપકલાલ જી. જરીવાળા.

જાહેર ખબર.

# કમાણીનું મુળ. કૌવત.

કમાણી કરી ઉંચી સ્થિતિમાં આવવાને દુનિયામાં ધંધાની હાડમારી ચાલી રહી છે, પણ તેનું મૂળ ભુલી જવાય છે. કોઇપણ જાતની ખરાબ ટેવથી અગર કોઇપણ મંદવાડનાં પરિણામે. ધંધાની હદ ઉપરાંત મહેનતને લીધે અગર જન્મથીજ શરીરનાં નબળા બાંધાને લીધે જે માણસો કમતાકાત હશે તેઓ પોતાના ધંધામાં શારીરિક તથા માનસીક મહેનત કરી આગળ કયાંથી વધી શકે! માટે તમારે હંમેશાં યાદ રાખવાની જરૂર છે કે આતંકનિગ્રહ ગોળીઓનો ઉપયોગ કરનારા કૌવત મેળવી આગળ વધી શકયા છે અને આગળ વધી શકે છે.

**કિંમત ગોળી ૩૨ની ડબી ૧નો રૂપિયો એક,**

આ પ્રખ્યાત ગોળીઓની વિશેષ વિગત જાણવા માટે લિસ્ટ વાંચી વાકેફ થાઓ.

**વૈદ્યશાસ્ત્રી મણીશંકર ગોવિંદજી,**

માલેક—આતંકનિગ્રહ ઔષધાલય,

**જામનગર કાઠિયાવાડ.**



# બળવંતની બુદ્ધિ!

મને ચીંતા થઈ કે બળવંતની એ માગણીનો સ્વીકાર મારી સ્ત્રી કરશે કે નહિ ? આ વખત તેણે સખત ખાંસવા માંડયું, તેના દુઃખી ચહેરા તરફ જોઈ મને અત્યંત દયા આવી. કોઇ પણ રીતે એની ઇચ્છા મુજબ કરવાથી એને શાંતી થતી હોય તો તેમ કરવા મેં નિશ્ચય કર્યો. મેં કહ્યું " તમે નીચે જઇને બેસો પછી બોલાવું ત્યારે આવજો." પછી હું અંદરના ઓરડામાં ગયો ત્યાં મારી સ્ત્રી બેઠી બેઠી ચોટલો વાળતી હતી મેં કહ્યું " બળવંત પાછો આવ્યો છે." " કયો ? પેલો સ્ટીમર પર મળ્યો હતો તે ? કેમ પાછો આવ્યો છે ?"

" હા તેજ તેના રોગે પાછો ઉછાળો માર્યો છે."

" હવે એ ખટપટ જવા દો. હું ચર્ણામૃત આપવાની નથી. શું હું દેવી છું કે મારા ચર્ણામૃતથી તેનો રોગ મટવાનો હતો ?" મેં હસીને કહ્યું " તમારી માફક બધાજ સમજુ હોતા નથી "

તે આશ્ચર્યથી બોલી " શું તેને કોઇ વૈદ ડાકટરનો વિશ્વાસજ નથી ? બે વખત ચર્ણામૃત પીવાથી શું સારૂ થઇ જશે ?"

" હા. એ તો એમજ કહે છે કે બે વખત ચર્ણામૃત મળશે.

નહિ તો હવે જીવી શકીશ નહિ. મને લાગે છે કે એની ઇચ્છા પુરી થાય તો ઠીક. આપણું એમાં શું જવાનું છે ? "

મારા આગ્રહથી મારી સ્ત્રીએ પણ ચર્ણામૃત આપવાનું કબુલ કર્યું. અમે બન્ને સાથેજ નીચે ગયા અને બળવંતને એ વાત કહી. તે સાભળી તેને અત્યાનંદ થયો. તેણે કહ્યું " આપનો બહુજ ઉપકાર થયો. અહીં મારૂં કોઇ નથી " " ત્યારે તમે ક્યાં રહેશો ?

" શું આપ કૃપા કરી મને આપના મકાનમાં થોડી જગ્યા નહિ આપી શકો ? જ્યારે આપે આટલી કૃપા કરી છે તો–"એટલું કહી તે ચૂપ રહ્યો.

" ઠીક છે. મારા નોકરોના ઓરડાની સાથે એક ઓરડો છે ત્યાં રહેજો. "

" બહુ સારૂં હવે જો આપની આજ્ઞા હોય તો હું મારી માતાનું ચર્ણામૃત લઉં. "

મેં તેને હા કહ્યું ટેબલ પર પાણીનું એક પ્યાલું હતું તેમાંથી તેણે મારી સ્ત્રીના પગ ધોઇ થોડું પાણી પીધું અને બાકીનું માથાપર મૂક્યું. એ રીતે બે ત્રણ દિવસ ગયા પણ તેનો રોગ કમી થયો નહિ. બળવંતે એક દિવસ કહ્યું " શું માતાજી મનથી ચર્ણામૃત આપતા નથી ? " મેં એ વાત મારી સ્ત્રીને કહી. તેણે કહ્યું "દવા ખાવી નહિ તે શું એમ ચર્ણામૃતથી રોગ સારો થવાનો છે. એ પણ જીદ્દી છે. " મેં કહ્યું " જુઓ ઇચ્છા શક્તિથી બધું કાર્ય થાય છે. તમે જ્યારે એને ચર્ણામૃત આપો ત્યારે અંતઃકરણ પૂર્વક ઇચ્છા રાખવી કે એનો સારો થઇ જાય. એમ કરવાથી ચર્ણામૃતની તેના ઉપર અજાયબ અસર થશે. "

" દિવસે દિવસે તમારો ઢોંગ પણ વધતો જાય છે. ઠીક છે હવે એમ કરીશું. "

( ૩ )

દિવસે દિવસે બળવંતની તબીયત સુધરવા લાગી. તેની ખાંસી ઓછી થતી ગઇ અને મોંપર તેજી આવી. આંખો ઉંડી ઉતરી ગઇ હતી તે ભરાવા લાગી. આ ફેરફાર જોઇ મને આનંદ થયો મારી સ્ત્રી પણ ખુશી થઇ. તેણી બળવંતને ઘરનું સાધારણ કામકાજ સોંપતી જે કામ ઉપર નોકરનો વિશ્વાસ ન કરાય એવું કામ પણ તેનેજ સોંપવા માંડયું.

વૈશાખ મહીનામાં મારા એક મિત્રને ત્યાં લગ્ન હતાં. એટલે તે દિવસે રાત્રે અમારે તેને ત્યાંજ રહેવાનું હતું. બળવંતને આ વખતે મેં મારી લાયબ્રેરી રૂમનો બંદોબસ્ત કરવાનું કહ્યું હતું. મેં તેને કહયું " જુઓ આજે તમે લાયબ્રેરીમાંજ સુજો અને જાગતાં રહેજો."

" તે મને કહેવાની જરૂર નથી. તમે જ્યાંસુધી પાછા ફરશો નહિ ત્યાંસુધી હું જાગતોજ રહીશ. "

અમે લગ્નમાંથી રાતે ત્રણ વાગે પાછા ફર્યાં. મારી પત્નિ કપડા બદલવા ગઇ અને હું ત્રીજોરીવાળા ઓરડામાં ગયો. ત્યાં મેં જે દે-ખાવ જોયો તેથી હું સ્તબ્ધ બની ગયો. ત્રીજોરી પાસેની મોટી પેટી આગળ બળવંત બેઠો હતો અને પેટી ખુલ્લી હતી. તેની આજુબાજુ સોના અને ચાંદીના દાગીના પડયા હતા. મને જોતાંજ બળવંતે મોટેથી રડવા માંડયું. પાસે જઇને જોયું તેઃ તેના બન્ને હાથ ચાંપમાં સપડાયા હતા. જે વખતે હું વિલાયત ગયો તે વખતે મેં એ પેટી ખરીદ કરી હતી. એ પેટીને તાળું નહોતુ પણ એક પીત્તળના નાના ટુકડાઓની એક કળ હતી અને

ટુકડાઓ પર અમુક જાતના અક્ષરો કોતરેલા હતા અને ચોક્કસ નામ મેળવવાથી તે ખુલતી હતી. કળની પાસે એક પીન હતી. નામ મેળવી આ પીન બાજુ પર ખસેડવાથી પેટી ખુલતી હતી અને કદી કોઇ પીન ખસેડયા વગર પેટી ઉઘાડવા જાય તો અંદરની ચાંપમાં તેના હાથ સપડાઇ જાય એવી ગોઠવણ હતી. મારી સ્ત્રીના બેદરકારપણાથી બળવંતે પેટી ખોલવાનું નામ જોઇ લીધું હતું પણ તેને આ કારીગીરીની ખબર ન હોતી. તેની પાસે જઇ ડોળા કાઢી મેં પૂછયું " કેમ આ શું ? "

તેણે રડતા કહ્યું " એમાં મારો કંઇ દોષ નથી. " આ વખતે મારી સ્ત્રી પણ ત્યાં આવી પહોંચી. તેણે પૂછયું " આ શું ? " મારી સ્ત્રીને જોઇને બળવંતે જોરથી રડવા માંડયું. મેં ગુસ્સે થઇ કહ્યું "ચુપ કર બદમાસ નહિ તો મારી મારીને હાડકાં ભાંગી નાંખીશ."

મારી સ્ત્રીએ કહ્યું " જરા બાજુના ઓરડામાં આવો. " ત્યાં ગયા પછી તેણે પૂછયું " હવે શું કરશો ? "

" શું કરે ? પોલીસને સોંપી દઇશું. "

સ્હેજ વાર તે ચૂપ રહી પછી બોલી "જુઓ પોલીસમાં સોંપ્યાથી કંઇ ફળ નથી એને જવા દો. લોભને વશ થઇ એણે આ કામ કર્યું છે. એનો આ પ્રથમ અપરાધ છે. માટે એને જવા દો. પશ્ચાત્તાપથી એ સુધરે એટલા માટે એને છોડી મૂકો. પોલીસમાં સોંપવાથી એની જીંદગી ધુળ થઇ જશે. " બળવંત ચોરી કરીને ચાલ્યો ગયો હોત તો હું એને કદી છોડત નહિ. મારી સ્ત્રીના આગ્રહથી મેં તેને છોડી દીધો. તેજ દિવસે તેણે અમારા ઘરનો ત્યાગ કર્યો.

* * * * *

ત્રણ વર્ષ પછી અમને બળવંતનો એક પત્ર મળ્યો. તેમાં તેણે

જણાવ્યું કે તે જલાલપુર જીલ્લાની મ્યુંનિસિપાલીટીમાં ટેક્સ દરોગાની નોકરી કરતો હતો. અમે તેના તરફ અપાર સ્નેહ બતાવ્યા હતો તે માટે તેણે પત્રમાં કૃતજ્ઞતા બતાવી હતી તેણે લખ્યું હતું કેઃ—

" મારી ખાંસી ફરીથી ઉપડી છે અને ઇચ્છા થઇ હતી કે એકવાર આપની પાસે આવું પણ તે સાહસ કરી શક્યો નહિ. ફરીથી આપના ચર્ણના દર્શન અને માતાજીના ચર્ણામૃતપાનની ઇચ્છા હતી પણ હવે કયા મોંથી એ માગણી કરૂં ભલે મારૂં મૃત્યુ થાય કારણ કે મને એજ શીક્ષા યોગ્ય છે. "

મારી સ્ત્રીએ એ એ સાંભળી કહ્યું "મારૂં કહ્યું માનશો!" "શું!"

" બળવંતને અહીં આવવાને લખો "

" એ ત્યાં નોકરીપર છે. "

" લખો કે રજા લઇને આવે. "

" મને ધન્ય છે કે મારી સ્ત્રીના ચર્ણામૃતથી લોકોના રોગ સારા થાય છે. "

મશ્કરી શું કરો છો ? "

" કેમ તેં એને ચર્ણામૃત ન આપ્યું હોત તો એની ખાંસી સારી થતે ? એમાં મશ્કરી શું છે ? "

મારી સ્ત્રીને એ સાંભળી હસવું આવ્યું. મેં પૂછ્યું " કેમ ? "

" તમને શું એમ લાગે છે કે બળવંતનો રોગ મારા ચર્ણામૃતથી સારો થયો હતો. "

" હાસ્તો. "

" નહિ. પહેલાં બે ત્રણ દિવસ ચર્ણામૃત આપવાથી એને અસર થઇ નહિ પછી રોજ મેં પાણીમાં એક હોમીયોપેથીક દવાના

એ ત્રણ ટીપા નાખી તે ચર્ણામૃત તરીકે ટેબલ પર મૂકવા માંડયું અને તે દવાથીજ એ સારો થયો. ”

મેં બળવંતને મારે ઘેર આવવા લખ્યું. પણ તેણે લખ્યું કે “ આ કાળુ મોં તમને બતાવવું યોગ્ય નથી. ” મેં પેલી દવાની શીશી પાર્સલથી તેના પર મોકલી તે પણ પાછું ફર્યું. છ દિવસ પછી એક પોલીસનો સિપાઈ મારે ઘેર આવ્યો અને પૂછ્યું “ બળ- વંત ક્યાં છે તે આપ જાણો છો ? ”

“ કેમ તેણે શું કર્યું છે. ”

“જલાલપુર મ્યુનિસિપાલીટીની ત્રીજોરીમાંથી બાર હજાર રૂપીઆ લઇ તે પસાર થઇ ગયો છે. ”

મારો અને મારી સ્ત્રીના આશ્ચર્યનો પાર ન હોતો.

---

# અજીતકુમાર.

( લેખકઃ—છગનલાલ મેતાપભાઈ ખંભાતી. )

(૧)

કલકત્તાના સુપ્રસિદ્ધ બાબુ ગૌરીકાન્તની એકની એક માતૃહિન કન્યા સુપ્રભાને પંદરવર્ષ પૂર્ણ થઇ જવા છતાં વિવાહ સંબંધમાં તેના પિતાને મૌન દેખી લોકો આશ્ચર્ય પામતાં. ગૌરીકાન્ત બાબુની અતુલ ધનસંપતીથી કે સુપ્રભાના અલૌકીક લાવણ્યથી દરરોજ જુદા જુદા માંગા આવતા પરંતુ બાબુજી કોઇને હા પાડતા નહિ.

ગૌરીકાન્તબાબુએ સંસારવ્યવહારનું ઉત્તમ જ્ઞાન સંપાદન કર્યું હતું. જેથી તેમણે નક્કી કરી રાખ્યું હતું કે ધનવાન કરતાં ગરીબ પણ સુપાત્ર વરની શોધ કરી તેનેજ દીકરી આપવાની અને તેમની ધારણ મુજબ તેવોજ જમાઇ તેમણે નક્કી કરી રાખ્યો હતો. તેમના એક સ્વર્ગસ્થ ગરીબ મિત્રના પુત્ર અજીતકુમાર સાથે તેમણે સુપ્રભાનો સંબંધ બાંધવાનું નક્કી કર્યું હતું. અજીતકુમાર હાલ બી. એ. માં હતો. પરીક્ષા થઇ ગયા પછી લગ્ન કરવાનો ગૌરીકાન્તનો વિચાર હતો.

અજીતકુમાર સાથે લગ્ન કરવાથી સુપ્રભા સુખીજ થશે એમ તેમને ખાત્રી હતી કારણ કે નાનપણથીજ અજીત અને સુપ્રભા એક-બીજાના સહવાસમાં વારંવાર આવતા હતા. અજીતકુમાર પણ સુપ્ર-

ભાને ચ્હાતો હતો અને ક્યારે પરીક્ષા પુરી થાય તેની રાહ જોતો હતો. સુપ્રભાની પણ તેવીજ ઇચ્છા હતી.

તે વર્ષે કલકત્તામાં શીતળાનો વ્યાધિ પુર જોસમાં ફાટી નીકળ્યો જેથી અજીત પરિક્ષા પુરી થયા બાદ પોતાના એક સગાને ત્યાં બહારગામ રહેવાં ગયો હતો. એક દિવસ ગૌરીકાન્તબાબુનો પત્ર આવ્યો તેમાં લખ્યું હતું કે—

સુપ્રભા શીતળાના વ્યાધીથી પટકાઇ પડી હતી પણ ઇશ્વરકૃપાથી તેનો પ્રાણ બચવા પામ્યો છે. એટલું વાંચતાં અજીતકુમારના હૃદયમાં ઉથલપાથલ થવા લાગી. તે તુરતજ કલકત્તે જવા નીકળી પડયો. ગૌરીકાન્તબાબુને બંગલે ગયો પણ સુપ્રભાને જોતાંજ તે ધ્રુજી ઉઠયો. અને બોલ્યો ફક્ત જીવજ બચવા પામ્યો છે. તે મધુર લાવણ્ય અને સુંદરતા ક્યાં ? આ તે સુપ્રભા કે અન્ય ? ખરેખર—

કર્યું મોતી અમુલ્ય તો ઉત્પત્તી ખારા સમુદ્રમાં,
સુવાસિત જો કર્યું ગુલાબ તો તેમાં દીઠા કાંટા; (દિવાનો)."

સુપ્રભાની સ્થીતી જોઇ અજીતને આંશુ આવ્યાં. ગૌરીકાન્તને મળી તે પોતાને ઘેર ગયો. રાત્રે સુતી વખતે તે વિચાર તરંગમાં ગુંચવાયો અને વ્યાકુળ બન્યો. સુપ્રભાની સ્થીતી જોઇ તેને માટે દયા આવે છે, આંખોમાંથી આંસુ ઉભરાય છે પણ એવી દશામાં લગ્ન કેમ કરૂં તેનું કદ્રુપ મોં જોઇ મને આનંદ મળશે ? સુપ્રભા સાથેના લગ્નથી અઢળક ધનસંપત્તી મળે તેમ છે પણ તેથી જીવનનું મોટામાં મોટું સુખ નષ્ટ થશે. શું કોઇ બીજી મોહકમૂર્તિની તપાસ કરૂં ? તેમ કરવાથી સુપ્રભાને વિશ્વાસઘાત નહિ થાય. નહિ, નહિ મારા સુખને માટે તેમ કરવુંજ પડશે. અજીતની આંખોમાંથી અશ્રુવાહ ચાલ્યો.

અજીતકુમારે હવે ગૌરીકાન્તને ત્યાં જવાનું બંધ કર્યું. કદાચ ભેગા થતા તો નિર્જીવ વાતો કરી છુટા પડતા. બન્નેના હૃદયમાં ભેદભાવ ઉત્પન્ન થયો. સુપ્રભા પણુ સમજી શકી.

ગૌરીકાન્ત બાબુ પોતાના દિવાનામાં બેઠાબેઠા સીગારેટ ફુંકી ધુમાડાના ગોટા કહાડતા હતા. અજીતકુમારે પ્રવેશ કરી પૂછ્યુ "આપે મને બોલાવ્યો હતો ?" સીગારેટ ટેબલપર મૂકતા ગૌરીકાન્તે જવાબ આપ્યો " હા. હવે તમારો શું ઇરાદો છે ? મારો વિચાર માસમાં લગ્ન કરવાનો છે. "

આડુ જોઈ અજીતે કહ્યું "જેવી આપની ઇચ્છા પરંતુ એ બાબતમાં મારા કાકાશ્રીની સંમતી લેવી પડશે." ગૌરીકાન્તની આંખમાંથી અગ્નિ ઝરવા લાગ્યો. તે બોલ્યા " અજીત, તારા હૃદયનો ભાવ હું સમજી શકુછું. આમાં તારા કાકાની સંમતી જરૂર નથી કારણુ કે સલાહની જરૂરીયાત પ્રથમ હતી. હવે કાંઇ નવિન કરવાનું નથી. મેં તારા કાકાને અને તારા કુળને જોયા નથી પણ તનેજ જોયો છે. સારૂ થયું કે લગ્ન પહેલાજ સુપ્રભાને શીતળાનો રોગ થયો નહિ તો કાગડાને કંઠે મોહનમાળા હોત. તારા જેવા નીચના હાથમાં તેની શું સ્થીતી થાત. જા. હવે તારૂં સ્યામમુખ ફરી બતાવતો નહિ. " અજીત નીચી દ્રષ્ટીએ બહાર ચાલ્યો ગયો.

*   *   *   *

બે મહીના પછી મનોરમા નામે સ્વરૂપવાન કન્યા સાથે અજીતે લગ્ન કર્યું.

(૨)

મનોરમા સાથે લગ્ન થયાને આજે પાંચ વર્ષ જેટલો સમય થઇ ગયો છે તેટલા સમયમાં અનેક ઉથલપાથલ થઇ ગઇ છે. ગૌરીકાન્ત

બાબુ પોતાની અઢળક ધનસંપતીનો ત્યાગ કરી સ્વર્ગે સીધાવ્યા છે. દુર્ભાગિની સુપ્રભાને વૈધવ્યતું મહાદુઃખ સહન કરવું પડે છે અને અજીત મહામુસીબતે ગૃહસંસાર ચલાવે છે.

એક પરદેશી વેપારીની પેઢીમાં અજીતને માસિક સો રૂપિઆનો પગાર મળે છે પણુ તેનો ખર્ચ ઉડાઉ હોવાથી તેને એ રકમ કંઈ હીસાબમાં નહોતી. આજે પગાર મળે છ દિવસ થયા છે પરંતુ ઘરમાં છ રૂપિઆ પણ નથી. મનોરમા ગભરાઇ. હવે બાકીના ચોવીસ દિવસ કેમ કાઢવા? શું ખાવું?

આવી સ્થીતી હોવા છતાં મનોરમાની આનંદમય મુખમુદ્રા કરમાતી નહિ. બિચારી પોતે ભુખી રહી પતિને ખવરાવતી. હૃદયમાં થતુ. દારૂણ દુઃખ કોઇ દિવસ અજીતને બતાવતી નહિ પરતુ જ્યારે અજીતને વાપરવાના પૈસા ખુટી પડતા ત્યારે કહેતો કેઃ—"સુપ્રભા સાથે લગ્ન કર્યું હોય તો આ વખત આવત નહિ." તે વખતે દુઃખ અને વેદનાથી મનોરમાની આંખમાંથી અશ્રુપ્રવાહ ચાલતો. પણુ તે બિચારી શું કરે એકેક કરી સર્વ દાગીના વેચાઇ ગયા હતા. ત્યાં પૈસા કયાંથી લાવે? શું એમાં તેનો અપરાધ છે?"

અજીતને મનોરમા તરફ પ્રેમ હતો તે તેને દુઃખ દેવા સુપ્રભાનું નામ દેતો નહોતો પણુ મુસ્કેલી આવી પડવાથી સ્વાભાવિક તેમ થઇ જતું. અજીતને હવે એમજ લાગતું કે લાવણ્ય કરતાં પૈસો મનુષ્યને સુખી કરે છે. અજીતના એ વિચારોથી મનોરમાનું હૃદય વિંધાઇ જતું. સુપ્રભાની ધન સંપત્તીએ પરસ્પરમાં ક્લેશ ઉત્પન્ન કર્યો હતો. પોતાનું સર્વસ્વ અર્પણ કરવા છતાં સ્વામીનું મન સુખી કરી શકતી નથી એ તેને શુળ જેવું લાગતું. મનોરમાની આનંદમય મુખાકૃતી પ્રાતઃકાળની ચંદ્રજ્યોતી પ્રમાણે ફીક્કી પડવા લાગી. મધુર ફળમાં કીડાએ પ્રવેશ કર્યો.

(૩)

એક દિવસ મનોરમા પીડાંત થઇ ગઇ. અજીત ગભરાયો, મનોરમાને પેટમાં અસહ્ય પીડા સાથે સખત તાવ ચઢી આવ્યો. તેને જોઇ અજીત અતિ દુઃખી થયો. તેના ગ્રૃહસ્થાશ્રમનું એકજ અમુલ્ય રત્ન તેને કંઇ થાય તો પોતાની શું સ્થીતી થશે એ વિચારે બેબાકળો બની ગયો. ચિંતાતુર મને તે નીલમાધવ ડોકરને બોલાવી લાવ્યો. ડોકટરે કહ્યું "રોગ ભયંકર છે. વિના વિલંબે ઓપરેશન કરવું જોઇએ. પેટની અંદર ફોલ્લા ફુટી આવ્યા છે."

"ઓપરેશનનુ શું ખર્ચ થશે ?" અજીતે પૂછ્યું.

"ઓછામાં ઓછા તબીયત સારી થતાં સુધીમાં પાંચસો રૂપીઆ જોઇએ."

ત્રણ દિવસ પછી પગાર મળશે પણ તેટલામાં શું થાય ? ઘરમાં પાંચ રૂપીઆ નથી તો પાંચસો ક્યાંથી લાવવા ? કોઇ દાગીનો પણ નથી કે તે ગીરો મુકી કામ ચલાવાય. અજીત વિચાર કરતો હતો એટલામાં ડાકટરે કહ્યું "હું સર્જનને બોલાવી લાવું છું તે કહેશે તે સાહિત્ય હાજર રાખી સાંજે ઓપરેશન કરશું"–રાતના દસ વાગે દુઃખી હૃદયે અજીત મનોરમાના પલંગ પર આવી બેઠો, નાણાની જોગવાઇ માટે તે આખો દિવસ ભૂખ્યો, તરસ્યો રખડ્યો પણ કંઇ વળ્યું નહિ. પાંચસો તો નહિ પણ પચાસ રૂપિઆ મળ્યા નહિ. હતભાગી અજીત ! તારા નશીબમાં એજ લખ્યું છે. મનોરમાને આ વખતે સ્હેજ શુદ્ધી આવી. અજીતનો હાથ પોતાના હાથમાં લઇ ક્ષીણ સ્વરથી બોલી ' આજે આખો દિવસ કયાં ગયા હતા ?"

"ઓપરેશન માટે નાણાની સગવડ કરવા"

" કેટલા રૂપીઆ જોઇએ ? "

" પાંચસો. "

" મળ્યા ? "

" ના. "

"સારૂ થયું. એવડી મોટી રકમ ખરાબ કરી શું કરવું છે. ઈશ્વરઇચ્છા હશે તે થશે." અજીતની આંખમાં આંસુ ભરાઇ આવ્યા. આવી દૈવી પ્રકૃતીવાળી મનોરમા શું નહિ બચાવી શકાય ? આ આનંદમયમૂર્તિ શું અદ્રષ્ય થશે ? અજીતની આંખમાંથી બે અશ્રુબીંદુ મનોરમાના હાથપર પડયા તે જોઇ મનોરમા સ્વામીને આશ્વાસન અને ધીરજ દેવા લાગી.

બીજે દિવસે સવારે અજીતને એક વિચાર સુજ્યો. તે એ હતો કે સુપ્રભા પાસે રૂપિઆની માગણી કરવી. પરંતુ તેની પાસે શું મોં લઇ જવું ! શું તે માગણી સ્વીકારશે ? બીજો ઉપાય નથી. યત્ન તો કરી જોઇએ. મનોરમાનો પ્રાણ બચાવવા સર્વ કરવું જોઇએ. એમ વિચારી એક પ્રત્ર લખી નોકર સાથે મોકલાવ્યો. થોડાજ વખતમાં તેણે આવી એક બંધ કવર અજીતને આપ્યું. અજીતે ધ્રજતે હાથે તે ફોડ્યું.

પ્રિય અજીતકુમાર !

આપનો પત્ર મળ્યો. અતિશય દીલગીરી થઇ. પરમાત્મા મનોરમાને બ્હેનને સારા કરો. આ સાથે બંગાળ બેંકનો રૂ. ૫૦૦નો ચેક છે તે વટાવી રૂપીઆ લઇ આવશો. કોઇ પણ વાતનો સંકોચ રાખશો નહિ. રૂપિઆ માટે રસીદની જરૂર નથી. મનોરમા બ્હેનના સમાચાર વખતો વખત જણાવશો તથા સારવાર કરવામાં ન્યુનતા રાખશો નહિ.

લી. સુપ્રભાના જયવન્દન

સુપ્રભા ! તારૂં અંતઃકરણ આટલું બધું ઉદાર ! હૃદયહિન પર આટલી બધી સહૃદયતા ! અજીતનું અંતઃકરણ ઉપકારથી ભરાઇ આવ્યુ.

( ૪ )

સવારે નવ વાગ્યાનો સમય હતો. ડૉ. નીલમાધવ સર્જનને તેડી આવી પહોંચ્યા. શસ્ત્રપ્રયોગની વ્યવસ્થા થઇ ગઇ. એક સર્જન, ત્રણ ફસ્ટ કલાસ અને બે સાધારણ ડોકટરો તથા દવા વિગેરેનું ખર્ચ જુદું. થશે એમ ડોકટરે અજીતને જણાવ્યું. દરરોજ આશરે હજાર રૂપિઆ થશે. સાંજના દરેકને હાજર રહેવા સુચવી ડોકટરો અજીતને આશ્વાસન આપી વિદાય થયા.

અજીત પાછો માથે હાથ મુકી નીચે બેસી ગયો. હવે શું કરવું ? પરમાત્મા પણ કેટલો નિષ્ઠુર છે. દુનિયાની પેઠે તે પણ પડતાપર પાટુ મારે છે. પાંચસોની ગોઠવણ કરી હવે બીજા ક્યાંથી લાવવા ? ત્યારે શું મનોરમાને મર્ણના મુખમાં સોંપવી ? અફસોસ ! ઓપરેશનમાં બાધ પણ શી રીતે નખાય ? સાજે ડોકટરો આવશે ત્યારે શું કહીશ ? મનોરમા ! હવ શું કરૂં? શું તેં મરવાનોજ નિશ્ચય કર્યો છે ? તારૂં જીવન બચીજ ન શકે ? અમિષ્ટ ચીતે અજીતે સુપ્રભાનો ચેક ખીસામાંથી કાઢયો. ચેકને સંભાળથી જોતા માલમ પડયું કે ફકત તેમાં પાંચસોનો આંકજ મૂકયો હતો, શબ્દમાં રકમ લખી નહોતી. અજીતને એકાએક વિચાર સૂજયો કે માત્ર એક મીંડુ વધારી લેવાથી પાંચશોના પાંચ હજાર થઇ જશે, તેણે ધાર્યું કે અપરાધ અવશ્ય થાય છે પણ એક અમૂલ્ય જીવ બચાવવા એ અપરાધ નજીવો જણાયો, વધશે તેટલા સુપ્રભાને આપી પાછળથી માફ માર્ગીશું. અજીતને વિશ્વાસઘાત કરતાં મનોરમાનું જીવન કીમતી લાગ્યું. ખડીયામાં હોલ્ડર બોળાયુ..... એક મીંડુ... ..અને ખલાસ પાંચસોના પાંચ હજાર.

× × × ×

બરાબર અગીયાર વાગે અજીત બેંકમાં ગયો. ધ્રુજતા હાથે બેંકના માણસને આપ્યો. તેણે ચેક તપાસ્યો, અજીતના મુખ સામુ જોયું, ચેક લઈ મેનેજર પાસે ગયો અને રકમ અને છેલ્લા મીંડાં વચ્ચે શાહીનો રંગ જુદો હતો તે બતાવ્યો. મેનેજરે તે ચેક એક માણસ સાથે સુપ્રભા ઉપર મોકલ્યો. અજીત સમજી ગયો, તેનુ વદન નિસ્તેજ થયું. મુખ ઉપર પ્રસ્વેદના બીંદુ ફુટવા લાગ્યા. હવે અહીંથી. સીધા જેલયાત્રા કરવા જવું પડશે. પછી મનોરમાનું શું થશે ? ક્ષણ એ વિચારે ગભરાવ્યો.

બેંકના કલાર્કે સુપ્રભાને સંશયની વાત કહી ચેક બતાવ્યો. સુપ્રભા ચેક જોઇ ધ્રુજી ઉઠી પણ સમયસુચકતાથી બોલી. ચેક મારોજ લખેલો છે. ઉતાવળને લીધે રૂપિઆ ભરવાના રહી ગયા છે. લાવો ભરી આપું. તાકીદે જઇ તેને રૂપિઆ આપો. ”

કલાર્ક તુરત બેંકમાં પાછો ફર્યો અને ખોટી કર્યા બદલ ક્ષમા માગી અજીતને રૂપિઆ ગણી આપ્યા. અજીત સમજી ગયો કે સુપ્રભાએ જાણી જોઇને અખાડા કર્યા છે. સુપ્રભા તું સ્ત્રી નહી પણ દેવી છે.

રૂપીઆ મળવાથી અજીતના પગમાં જોર આવ્યું, તેણે ઘેર આવી જોયુ તો મનોરમા શાંતીથી સુતી છે. અજીતે મનોરમાને સ્નેહથી ચુંબન કર્યું. પરંતુ આ શું ? મનોરમાના હોઠ ઠંડા બરફ જેવા થઇ ગયા છે મોંપર અપૂર્વ તેજ ફેલાયું છે. ગભરાઇને અજીતે નાકપર હાથ મૂક્યો. તેણે ઉન્મત્તપણે બુમ પાડી “મનોરમા ?” કોણ જવાબ આપે. અજીતનો સહવાસ છોડી તેના જીવનને સુખી કરનાર તે દેવી સ્વર્ગે ચાલી ગઇ હતી. “ હાય ! વિશ્વાસઘાતનું પ્રાશ્ચિત ” એ લતાં બોલતાં અજીત બેભાન થઈ પૃથ્વી પર પડયો.



---

પ્રસિદ્ધ કર્તા-**ચંપકલાલ ગીરધરલાલ જરીવાલા.**

પ્રસિદ્ધ કરવાનું ઠેકાણું-**બેગમપુરા—સુરત.**

**સુરત**-ખપાટીઆ ચકલા, તાસવાળાની પોળ લક્ષ્મીનારાયણની વાડીમાં આવેલા "**જૈન વિજય**" પ્રિન્ટીંગ પ્રેસમાં

**મુલચંદ કસનદાસ** કાપડિયાએ છાપ્યું.